દમયંતીનો સ્વયંવર કરે છે, માટે આજે વિદર્ભ નગરીમાં આપ પધારો!' આ પ્રમાણે દૂતનું કહેવું સાંભળી, ઋતુપર્ણ રાજા, મારી વાર્તા જેના સાંભળવામાં આવી છે અને જે રથશાસ્ત્રવેત્તા છે એવા આર્યપુત્ર નળની સાથે, એક રાત્રીમાં અહીં બેશક આવશે!" આ પ્રમાણે દમયંતીએ પિતાની સાથે સંકેત કરી, તેજ પ્રમાણે યથેષ્ટ દૂતને કહી, કૌશલ દેશમાં વિદાય કર્યો. તે દૂત ત્યાંથી કૌશલ દેશના રાજા ઋતુપર્ણની પાસે ગયો. તેને ભીમરાયે જેમ સમાચાર કહ્યા હતા તેમજ બરાબર કહ્યું; ઋતુપર્ણ તે સાંભળી ઘણો પ્રસન્ન થયો, અને પાસે બેઠેલા રસોઇઆના રૂપમાં રહેલા નળને પ્રણયથી કહ્યું, "હે હુસ્વબાહુ ! તમે કહેતા હતા કે મને રથ હાંકવાનું જ્ઞાન છે; તો જો તમારી શક્તિ હોય તો મને આજ જ વિદર્ભ દેશમાં પહોંચાડો!" તે સાંભળી તરત નળ બોલ્યો; "બહુ સારું, હું હમણાં તમને પહોંચાડી દઉં છું!" આમ કહીને, સભામાંથી નિકળી, ઉત્તમ ઘોડાને ઉત્તમ રથમાં જોડી, તૈયાર થયો. પછી નળરાય, મનમાં વિચાર કરવા લાગ્યો કે; "મને જણાય છે કે દમયંતીએ મને મેળવવા માટે સ્વયવરની આ ગપ ઉડાડી જણાય છે; બાકી બીજી રીતે તો તે સ્વપ્નમાં પણ પુનર્લગ્નનો વિચાર કરે જ નહી. ઠીક છે, હાલ તો હું રાજા સાથે જાઉં અને જોઉં તો ખરો કે શું બને છે." આવો વિચાર કરી, તૈયાર કરેલો રથ, રાજા ઋતુપર્ણ પાસે લઈ નળ આવ્યો. રાજા ઋતુપર્ણ રથમાં બેઠો, અને નળ રથની ધરી ઉપર રાસ પરોણો ગ્રહી બેઠો. ગરુડના વેગને હઠાવે તેવો વેગ કરીને ઘોડા હાંકવા લાગ્યો. રથના વેગથી માર્ગમાં ઋતુપર્ણ રાજાનું વસ્ત્ર પડી ગયું. તે લેવા માટે ઋતુપર્ણે નળને માર્ગમાં રથ ઉભો રાખવા માટે કહ્યું. ત્યારે નળ બોલ્યો, "હે ઋતુપર્ણરાજ ! તમારું તે વસ્ત્ર કોણ જાણે કયાં પડયું હશે; કેમકે આ એક ક્ષણમાં જ આપણો રથ ઘણા યોજન દૂર નિકળી ગયો છે." તે સાંભળી ઋતુપર્ણ બોલ્યો; "ઠીક, તે પડયું રહેવા દે. પણ તું મને તારું રથશાસ્ત્ર ભણાવ અને હું મારી દ્યૂતવિદ્યા તને શિખવું. એ દ્યૂતવિદ્યા ભણવાથી પાશાઓ આધીન રહે છે ને ગણિત શાસ્ત્રનું જ્ઞાન થાય છે. હવણાં જ હું તે વિદ્યાની તને ખાતરી કરી આપું છું તે જો. આપણી આગળ આ જે વૃક્ષ દેખાય છે તેનાં પાંદડાં અને ફળની ગણતરી કરી હું તને હવણાં ને હવણાં જ તેની સંખ્યા કહું છું તે તું તપાસી જો." આમ કહી ઋતુપર્ણે વૃક્ષનાં પાંદડાં તથા ફળ જેટલાં હતાં તેટલાં જ ગણીને, નળને કહ્યું કે નળે તે ગણી જોયાં તો યથાર્થ નિવડયાં. પછી નળે, ઋતુપર્ણને રથ ખેડણ વિદ્યા ભણાવી અને ઋતુપર્ણે નળને દ્યૂત ને ગણિતવિદ્યા ભણાવી.

પછી નળે, આગળ જઈ બીજા વૃક્ષ ઉપર તે વિદ્યાની અજમાયસ કરી ;વૃક્ષનાં પાત્રાં વગેરેની બરાબર સંખ્યા મળી રહી. આથી તે પૂર્ણાનંદમાં રમતો હતો, એવામાં તેના શરીરમાંથી એક શ્યામ રંગનો પુરુષ બહાર નિકળ્યો. નળે તેને આશ્ચર્ય થતાં પૂછ્યું:"અલ્યા! તું કોણ છે ?" તે શ્યામ બોલ્યો, "હું કલિ છું. તું દમયંતી રાણી સાથે પરણ્યો હતો તેની ઇર્ષ્યાથી હું તારા શરીરમાં પેઠો હતો, ને તે જ કારણથી, જુગારમાં તારી લક્ષ્મીનો નાશ થયો છે. જયારે વનમાં કર્કોટક તને કરડ્યો, ત્યારે તું બળી ગયો નહતો; પણ દૃષ્ટિ કરઃ હું તારા શરીરમાં રહ્યો હતો તે બળી ગયો છું. કોઈ મનુષ્યનું સુખ મિથ્યા કરનારનું કોણ ભલું કરે છે? હે મિત્ર! હું જાઉં છું; કારણ કે મને બીજામાં પ્રવેશ કરવાનો અવકાશ નથી!' આટલું કહી તે જ વખતે કલિ

આવ્યો છે. તે નળની માફક દ્યૂતવિદ્યામાં, પાકશાસ્ત્રમાં અને અશ્વવિદ્યામાં કુશળ છે. તે પ્રણિધિએ અનુમાન કીધું કે બેશક તે નળ જ હશે, તેથી તે પ્રણિધિ, રાજસભામાં જ્યાં નળ બેઠા હતો ત્યાં યુક્તિથી ગયો અને પોતાના સ્વામી ભીમરાજાએ કહેલી આર્યા બોલ્યોઃ—

## आर्या.

बालां वने प्रसुप्तां नृशंस संत्यज्य कुमुदिनीकांताम् ।
प्राप्यैवांबरखंडं चंद्राहश्यः क्व यातोऽसि ॥

"હે ક્રૂર ચન્દ્ર! બાળા કુમુદિની કાંતાને વનમાં સૂતી મૂકી, અમ્બરના કટકાને મેળવીને તું કયાં અદૃશ્ય થઈ ગયો છે?

ઋતુપર્ણની સભામાં બિરાજમાન થયેલા લોકોએ જ્યારે આ પ્રમાણે તે પ્રણિધિનું બોલવું સાંભળ્યું, ત્યારે ધાર્યું કે, આ કોઈ ઉન્મત્ત પુરુષ છે! પણ નળરાય, જે રસોઈઆના પોશાકમાં ગુપ્ત રીતે રહ્યો હતો તે, તેનો મર્મ યથાર્થ સમજી ગયો, અને તેનું પ્રતિઉત્તર આપ્યું કે–

## आर्या.

क्षीणांबरैकदेशं चंद्रः प्राप्यान्यमंडलं प्रविशन् ।
कुमुदिन्या यददृश्यो जातस्तत्का नृशंसता तस्य ॥

"ચન્દ્ર જયારે ક્ષીણ થયો, અને બીજાના મણ્ડળમાં પ્રવેશ કરવા લાગ્યો, ત્યારે તે અમ્બરના* એક દેશનો આશ્રય કરી, કુમુદિનીથી અદૃશ્ય થઈ ગયો તેમાં તે ચન્દ્રની ક્રૂરતા શી?†

ભીમરાજાના પ્રણિધિએ નળે આપેલો પ્રત્યુત્તર સાંભળી અનુમાન કીધું કે, બેશક ર રસોઈયાના નૂતનવેશમાં નળરાય જ છે અને એ કોઈ કર્મભાગ્યથી આવી વિરૂપતા પામ્યો છે. આ વિચાર કરીને તે પ્રણિધિ ત્યાંથી વિદર્ભ દેશમાં ગયો અને રાજા ભીમને, તેની રાણીને ર રાજકુમારી દમયંતીને, જે પ્રમાણે પોતે જોયું હતું તે, તથા સાંભળ્યું હતું તે, સર્વ વિસ્તારથી ક સંભળાવ્યું. પછી દમયંતીએ પોતે પોતાના પિતાને જણાવ્યું કે, "પિતાજી! બેશક એ જ મ પ્રાણપતિ છે, એમાં જરા પણ સંદેહ નથી. તે રસોઈઆના વેશમાં ગુપ્ત રહ્યા છે, માટે એ ન અહીં તેડાવવામાં, મારા મત પ્રમાણે કંઈ પ્રપંચ રચો અને તે હું તમને બતાવું છું. રાજા ઋતુ તરફ એક દૂત મોકલાવી, તે દૂતદ્વારા રાજાને આ પ્રમાણે કહાવો કે, 'મહારાજ! નળ ક્યાંઈ નાશી ગયા છે, મને તેના સમાચાર કંઈપણ મળ્યા નથી, માટે ભીમરાય કાલે પ્રભાતના

---

* વસ્ત્ર ને આકાશ. † ભાવાર્થ—ચન્દ્ર જ્યારે ક્ષીણ થઈ જાય અને બીજાના મંડળમાં–સૂર્ય માં જવાને તૈયાર થાય, ત્યારે તે આકાશના એકદેશનો આશ્રય કરી, કુમુદિનીનો ત્યાગ કરે છે . . કશો વાંક નથી. તેમ હું જ્યારે રાજ્યપાટ ઉપરથી ભ્રષ્ટ થઈ ગયો અને જ્યારે એક વસ્ત્રભેર . રે મેં મારી વલ્લભાનો ત્યાગ કર્યો છે, તેમાં મારી નિર્દયતા શી?

નેત્રને ઠંડક આપી અને બંધુમતીને આનંદ પમાડી, માતાપિતા તથા બંધુમતીની સાથે ત્યાં રહ્યો; અને જેને રાજાએ પ્રથમથી રાજ્યની લગામ સોંપી હતી એવો મહીપાળ, રાજા બનીને, ઇચ્છાપૂર્વક વૈભવ ભોગવવા લાગ્યો."

આ પ્રમાણે પોતાના મંત્રી મરુભૂતિના મુખમાંથી અનુપમ પ્રેમ બતાવનારી હોવાથી મનોરંજક અને આશ્ચર્યજનક કથા સાંભળી, વત્સરાજ કુમાર નરવાહનદત્ત પોતાની રાણી સહિત અત્યંત પ્રસન્ન થયો.

ઇતિ શ્રીમહાકવિ શ્રી સોમદેવભટ્ટ વિરચિત
કથાસરિત્સાગરમાં છઠ્ઠો તરંગ સંપૂર્ણ.

---

અલંકારવતી નામનો ૯ મો લંબક સમાપ્ત.

---